# કાવત્રાબાજ

# કપટસીંગ.

## નાટકના ગાયનો

ભાષણ સાથે.

છપાવી પ્રસિદ્ધ કરનાર

યાકુબભાઇ હુસેનભાઇ

ઠે. ન્યુ સુતાર બીલ્ડીંગ સ્ટેશન રોડ–સુરત.

સુરત ચૌટાના પુલ ઉપર આવેલા "સુરત સીટી"

પ્રિન્ટીંગ પ્રેસમાં ઠાકોરદાસ માનસીંહે છાપી.

આવૃત્તિ પહેલી. પ્રત ૨૦૦૦

કીંમત માત્ર ૦–૪–૦

# અર્પણ પત્રિકા.

રાજમાન રાજેશ્રી મોહનલાલ વનમાળીદાસ–સુરત.

આપ હમારા પ્રત્યે સારી લાગણી બતાવી અને આપના

અનેક ગુણ પ્રત્યે હમો આપને અંતઃકરણથી

હમો હમારી નાટકરૂપી નોવેલ કાવત્રાબાજ–

કપટસીંગની બુક આપને અર્પણ કરૂં છું

આ લઘુ ગ્રંથ આપની પવીત્ર

સેવામાં આજ્ઞાથી અર્પણ

કરી કૃતાર્થ થાઉં છું.

લી૦ હું છું

યાકુબભાઇ હુસેનભાઇ.

# મુખ્ય પાત્રોના નામ.

## પુરૂષ પાત્રોના નામ.

અમરજંગ... ... ...પ્રધાન.

દુલેરાય... ... ... ... ,,

જગતસીંહ... ... ...અજીત ગઢનો રાજા અને પ્રમોદાનો (પતી)

સુરસીંહ...... ... ...જગતસીંહનો મિત્ર

ઝાંકડાલાલ ... ... ...વડનગરનો શેઠીઓ

સાન્તીરામ... ... ...તેનો અભણ નોકર.

કુપરસીંગ ... ... ...દુલેરાયનો પુત્ર (કપટી પ્રધાન)

બહાદુરખાંન ... ...લસકરનો ચીફ કમાન્ડર

## સ્રી પાત્રોના નામ.

રદ્દમાવતી... ... ...અમરજંગની પત્ની

પ્રમોદા... ... ... ...અમરજંગની પુત્રી (જગતસીંહની પત્ની)

કળાવતી ... ... ...તેની સખી.

સુંદરેલ... ... ... ...મણી.

કાન્તા... ... ... ...તેની સખા.

તે સીવાય રાજદરબારી ક્રાસ દાસીઓ કંચનીઓ વીગેરે વીગેરે.

# કાવત્રાબાજ કપટસીંગ નાટકના ગાયનો.

પ્રવેશ—૧

નટી સુત્રધાર—— ગાયન–૧

કરો સૌ જય જય મંગળ આજ (૨)
સત્યના કરો મળીને કાજ–કરો.
મંગળ દીન છે ઉમંગ આજનો,
ધન્ય ભાગ વળી સૌ જનનો–કરો.
નીસદીન સેવા તારી કરીએ
તુજ ચરણમાં સીસ ધરીએ.
તુજને છોડીને કદી ન ઠરીએ–કરો.

પ્રવેશ—૨.

કળાવતી–પ્રીયે બેન આજ તારૂં મોં મલીન કેમ દેખાય છે.

પ્રમોદા–સહેજ આજ જરા નીદ્રામાંથી મોડું ઉઠાયું તેમાં.

કળાવતી–બેન આજનો ચેરો નવીન તરેનો માલુમ પડે છે માટે પ્રીએ બ્હેન સત્ય કહે કે આજ ઉદાસ થવાનું શું પ્રયોજન.

પ્રમોદા–સાંભળ બેન મને આજે સપનું આવ્યું તે વીસે મારૂં દીલ પ્રેમરૂપી સાગરમાં ગોથા ખાય છે.

કળાવતી—વ્હાલી જરા પણ ગભરાશો નહિ આપ આપના ર્‌દયમાં સાન્તી રાખો તો જરૂર પરમ કૃપાળુ પરમાત્મા મદદ કરશે વ્હાલી એના ભરોસે રહી નિત્ય એકજ ધ્યાન ધરો.

પ્રમોદા—વ્હાલી આવી રીતે મારે ક્યાં સુધી સહન કરવું.

કળાવતી—આપ ઘણા સમજુ છો એટલે મારે કેવાની જરૂર નથી હું પુણ મહેનત લઈ આપને મદદ કરવા કદિ ભુલીસ નહિ.

પ્રમોદા—મ્હારી વ્હાલી સખી ગઈ કાલના સ્વપ્નાની વાત બહુ અજબની સાથે ગજબ થઇ હતી.

કળાવતી—જે થવાનું હતું તે થયું પણ હવે આપ શાન્તીમાં સુખ માનો.

પ્રમોદા— ગાયન—૨

પ્રેમ બળની રીતી પાસે પામે નહિ કોઈ પાર, (૨)
જોતા દ્રષ્ટિએ પ્રેમ શબ્દ અક્ષર એન અપાર—પ્રેમ.
પણ જો તેનો લએ તનમાં તો આવે ન સાર,
મોટા સરોવર ગીરી દરીયા ને ગુફાઓ છે અપાર,
જોતજોતામાં માપ લીધા પણ પ્રેમ તણું નહિ માપ લગાર-પ્રેમ

કળાવતી—બાઇ સાહેબ સર્વે સારૂ થશે પણ હાલ તો પ્રેમચાળા અળગા મુકી દો અને હું જે રાસડો ગવરાવું

તેના ઉપર ધ્યાન રાખી તેનો સાર ગ્રહણ કરશો તો આપને ઘણોજ લાભકારક થશે (લટકાથી) વ્હાલી પધારો.

અમોહા—પ્રેમ શું ચીજ છે તેની કદર મુરખ શું જાણે.

કળાવતી—(જરા મરોડથી) ઉં—હું—તમારા પ્રેમની કદર કરનારો ને હિરાનું હિરાપણું પારખનારો જ્યારે જણાશે ત્યારેજ તેની કસોટી થશે માટે અત્યારે તો હું જે રાસડો ગવરાવું તેની અંદર ભાગ લઈ તનમન તલીન કરો.

(કળાવતી ગવરાવે છે.)

સાહેલીઓ— ગાયન—૩

પ્રેમ પ્યાલો.......કરવો સહેલો કઠણ જીરવવો હો દીલજાની
માનીરે બ્હેની મ્હારી ધીર ધરો. (૨)
રસીયા રંગે સ્વામી સંગે રમસો ઉમંગે વસ કરી અંગે,
પ્રીતમનીરે સખી મારી સેવા કરો—પ્રેમ

કળાવતી— સાખી

રસબસ રમસો રસીયા સંગે ગુણીઅલ ગોરી નાર,
હાવભાવ ધરી ભેટસો થાસે હૈયાના હાર.

દુખ હરનારી સુખ કરનારી પ્રેમીલી વ્હાલી હો દીલજાની
ધરીરે પ્રેમી દેવ તારો ખરો—પ્રેમ

કળાવતી— સાખી

વાલમીયા પરવશ થકી કરશો સદા ચમન,
પ્રેમ જામ આપી તમે કરાવશો નમન.

ફરશો દરદી દુર કરી મરજી સુણસો નહિ કંઈ ઉરે.
ધરી અરજી બ્હેનીરે કેસો નહિ તમ ગરજી—પ્રેમ.

પ્રમોદા-(જરા ચીડાઈને) બળ્યો તમારો આ રાસડો આવી મસ્કરી કરતા તને કોણે ડાહી કરી હતી (બાગમાં સખીઓને ગજરા ગુંથવા બેસારેલ છે બાદ) આ રદયની અંદર જ્યારથી પ્રેમ ઉત્પન્ન થયેલ છે ત્યારથી મારીં અચન ચમન નાશવંત થઈ છે મહાન યોગેશ્વર સદાશીવના લીંગપાન થવાનું કારણુ માત્ર પ્રેમ હતો યસોદાનો કનૈયો સ્ત્રી વેશ ધારણુ કરી પ્રેમની ખાતર રાધીકા પાસે ગયો હતો ત્યારે શું મારા સપનાની વાત સત્ય નહિ થાય.

કળાવતી—તમારો પ્રીતમ ખબર લેશે અને મનની આસ પુરી થશે સખી ચાલો આ સુશોભીત બાગની રચની નીહાળીએ અને મન તલીન કરીએ.

પ્રમોદા-(જરા આગળ ચાલીને) સખી સામેની લતા મંડળના તાજા ફુલો અને ઉગતા રસ માહે ઝુમી રહેલા મધુર સુગંધી અને કુદરતી ફુલોના ઝુમખાં ઉપર ભમરાઓ કેવા ગુન્જાસ કરી પોતપોતાનું પોષણુ કરે છે. (મનમાં) જ્યારે પ્રેમરૂપી સાગરમાં પ્રેમનો જોસભેર ઉછળતો ઝરો આવી લતા મંડળને જોઈને પ્રેમ લાગે છે (પ્રગટ) સખી કોયલના મધુર ટોવકા આ

મારા તન મનને બાવરૂ બનાવે છે (મનમાં) જેવી રીતે બપૈયાની માદા વરસાદની ધારા ધારણ કરે છે તેવી રીતે હું પ્રેમની ધારા ધારણ કરૂં છું (પ્રગટ) વ્હાલી સખી પ્રેમની રીત તો આકાસથી ઉંચી અને પાતાળથી ઉંડી બરફથી ઠંડી અને અગ્નિથી તેજ છે માટે મારા હૃદયના ચોરને બતાવ.

પ્રમોદા— ગાયન—૪

હું તો પ્રેમી માયામાં લપટાણી—રે હું તો પ્રેમી માયામાં

લપટાણી (૨)

સખી હું તો ઘણી ગભરાણીરે— હું તો.

મમ મોહનથી મન મલકાયુ મારા હૃદયને ચતુરે

ભરમાવ્યું (૨)

પ્રેમી સાગરમાં ચીત છલકાયુ (૨) હું તો અંતરથી

ઉભરાણીરે હું તો.

મલશે ક્યારે મમ માનેલ

કળાવતી—મલસે વ્હાલી મનનો ધારેલ

પ્રમોદા— ચીતની ચોરી કરી છે જાગેલ

કળાવતી—હોવો જોઇએ તમારો માનેલ

પ્રમોદા— જા જા વદે એવીસું વાણીરે—હું તો.

કળાવતી–(વરસાદનું જોર વધતું જોઈ બીજી સખીઓને બાગમાં બેસારે છે અને કળાવતી તથા પ્રમોદા વૃક્ષના ઓથ તળે ઉભી રહે છે.)

„ વ્હાલી બેન વરસાદ વધતો જાય છે અને સુર્યનારાયણ પુર જોસમાં અસ્તાચળ પર્વત તરફ પોતાનું મુખ ફેરવ્યુ છે (તેદરમ્યાન)

જગતસિંહ–(પ્રગટ થઈ સુરસિંહ પ્રત્યે) ભાઈ સુરસિંહ ? ઠીક આ રમણ્ય અને નિરભય સ્થાને આવી પહોચ્યા નહિં તો સિંહની ગાજતી ગર્જનાઓ વચ્ચે અને વરસાદના તોફાનમાં જંગલમાં ક્યાં સુધી રહી સકતે.

સુરસિંહ–ઈશ્વર કુદરત ન્યારી છે ( એ દરમ્યાન બાગની પાછલી ઝાડીમાંથી પ્રમોદા ઉપર ઓચિંતો સીંહ તલપ મારે છે)

કળાવતી–(ગાભરી બનીજઈ) બચાવો–બચાવો (કુંમારી મુર્છા ખાઈ જમીન ઉપર પડે છે કે તરત જગતસિંહ પોતાની પિસ્તોલથી સીંહનો નાસ કરે છે)

પ્રમોદા–(બેભાનમાં) બચાવો–બચાવો

કળાવતી–(રૂમાલથી ઠંડો પવન નાખતી નાખતી સાવધ કરવા બોલે છે કે ) બ્હેન પ્રમોદા સાવધથા અહિં સીંહ નથી બીક નથી બ્હેન સાવધથા (પ્રમોદા સબ્દ સાંભળી)

જગતસિંહ—જે રમણીના વખાણ ચારે દિસાઓમાં પ્રસરી રહ્યા છે તે રમણી આજ કેવી જમીન ઉપર પડી રહી છે જ્યારથી પ્રમોદા એસબ્દ કાને પડયા ત્યારથી એ સુંદરીના રટણમાં અને સોધમાં આ દીલ લીન થયુ છે. ઇશ્વરની કુદરત ન્યારી છે કે આ સ્થળ ઉપર સુંદરીનો બચાવ કરવા આજે મને ભાગ્યસાળી બનાવી મરા હાથને જસ આપ્યો છે ઈશ્વર કરે તે સદાના માટે સારૂં કરે છે.

પ્રમોદા—( સાવધ થઈ હસ્તે ચેરે કુમાર પ્રત્યે ) ધન્ય ભાગ્ય મારા નસીબના કે આપ જેવા પરાક્રમી પુરૂષે અહીં આવી આજે નવો જન્મ બક્ષી આભારી કરી છે પણ

જગતસીંહ—પણ—કહી કેમ અચકાયા સરમાશો નહિ ફરમાવો હસે તે થસે.

પ્રમોદા— ગાયન—૫

આપ ઉગારી દિલે દયા ધારી આપ ઘણા દીલ જાન છો (૨)
સીંહને મારી સાય કરી ખરી આપતો કદર દાન છો. આપ.
ચતુર ચપળતાથી બચાવી આપ દિસો ઘણા સાણા છો
આપુ બદલો તનથી સું બીજો આપ ધીર વિર પ્રેમી છો આપ.
આપ હસો છો મો મલકાવો છોમુજને ષ્યુ સરમાવો છો
હોંસ હાસેલાત હોય જે મનમાં કહો પ્યારા આપ દાના છો. આપ

જગતસીંહ—(મજાકની ખાતર) નામ, જાત, ગામ, પુછયા વગર પ્રેમ બાંધવાની રીત તમોને કોણે સીખવી છે

પ્રમોદા—(જરા હસીને) વ્હાલા આપેજ

જગતસીંહ—કેમ સલુણી સ્પસ્ટ કહોની બીજાના નામ લેતા ઠીક આવડે છે નહિ

પ્રમોદા—વ્હાલા આપને યાદ હસે કે બે વરસ અગાઉ મારા પીતાજી પાસે આપ મહેમાન તરીકે પધાર્યા હતા અને જે વખતે આપ પાછા આપના રાજ્યમાં જતા હતા તે વખતે આપના ઉપર મે ઝરૂખામાં બેસી પાનની પીચકારી નાખી હતી અને આપ સરમાતા ચહેરે નીચુ મો નાખી ચાલ્યા ગયા તે દિન તો તમેને ઇયાદજ નહિ હોય કે આપ બે વરસની વાત ભુલી ગયા કે શુ

જગતસીંહ—હોય ભુલાય પણ ખરૂં જોતાં તો તુ મારા હૃદયમાં રમી રહી હતી ફકત તે ત્હારા નામ ઉપરથી પણ આ સિવાય બીજે કદી તને પ્રત્યક્ષ જોઈ ન હતી.

પ્રમોદા—પ્રીતમ ? દાસીની આસાએસને તુચ્છ કરી ધીક્કારી મુકસો નહિ.

જગતસીંહ—આવા ભાષણોથી મને ઘણો હર્ષ હવે પેદા થાય છે જરૂર માનજે કે વ્હાલી આ હૃદય ત્હારૂંજ છે.

પ્રમોદા— ગાયન—૬

વાહ હિસો છો વ્હાલા લટકાળા (૨)
દાસી સંગે વસોને મટકાળા—વાહ.
પ્યારની મીઠી ચુબન આપો સલુણીઆ વાહ,
અરજ ઉરમાં ધરજો મ્હારી હુષ છે અપાર,

જગતસીંહ—

સાને સરમાય તું છબીલી
સાને થાયે છે હઠીલી (૨) વાહ.
પ્યાર તણી લે ચુબન આપુ ન ગભરાતી વ્હાલી (૨)
પ્રેમ નિસાની લેજે પ્રીતે હર્ષ ભરી રંગીલી (૨) વાહ.

સુરસીંહ—(બુમ મારી) કુમાર સાહેબ છાવણીથી બહુ દુર આવ્યા છીએ અને વળી વરસાદ બંધ છે માટે પાછા ચાલો છાવણીમાં સીધાવીએ (મનમાં) ભાઈ સાહેબને મનમાનેલી માનુની મળી છે તો આવસેજ સેના.

જગતસીંહ—મિત્ર સુરસીંહ જરા સબુર કરો હું આવું છું (સુંદરી પ્રત્યે) વ્હાલી હવે રજા આપ સંધ્યાકાળ થવા આવી છે મિત્ર સુરસીંહ જવા માટે ઉતાવલ કરે છે.

કલાવતી—મહારાજ તમારા મિત્રને રજા આપો અને રાત્રી તમો અહીંજ ગુજારોની (મનમાં) સુરસીંહની કાન્તી

મારા હૃદયમાં પ્રસરી રહી છે પણ તેની પ્રેમના પાત્ર હું ક્યારે થઈશ (વિચારી) ઈશ્વર મેલાવશે ત્યારે હાલ તો એ વાત ઉચ્ચારવી નહિ વખત આવેથી જોઈ લેસું.

પ્રમોદા—શું ત્યારે આ પ્રેમ રૂપી મહાસાગરમાં અનાથ બાળાને ડુબાવી ચાલ્યા જસો.

જગતસીંહ—વ્હાલી સુખેથી રજા આપ ઈશ્વર ફરી મેળાવસે તો મળીશું.

પ્રમોદા—સુખેથી સીધાવો અને આપના કોમળ અંતઃકરણમાં વ્હાલીને યાદ કરીને પ્રીતમપ્રેમ વિસારી જતા નહિ.

પ્રમોદા

ગાયન ૭

પ્રેમનું દાન દઈ પ્યારા તમે સુખે સીધાવોને વાલા,
જગતસીંહ—રસે ભરેલી જોઈ ત્હારી પ્રીતી
વાણી મધુરી જોઈ તારી રીતી (૨)
પ્રમોદા—બાળા મુકોને રંગીલા (૨) તમે
નારાજ થશો નહિ વ્હાલા મુજથી (૨)
જગતસીંહ—બોલો એવા શું શબ્દો તનથી (૨)
પ્રમોદા—પ્રેમ નીસાની આપો છબીલા (૨) તમો
(અરસપરસ વીંટી બદલે છે)

## પ્રવેશ ૩

સુધરેલ–મીસ્તર સાન્તીરામ કમ હીયર–૧ બજારમાંથી વેજી ટેબલ લાવ્યો.

સાન્તીરામ–શેઠાણી સાબ બાજરોને ટેબલ લાવ્યો નથી કહોતો વખારેથી લાવું.

સુધરેલ–ઓ બીગફૂલ ડામ્યુ અન્ડર સ્ટેન્ડ મીટ.

સાન્તીરામ–ત્યારે શું બિશાળા આંગલ કૂકવાને કહો છો.

સુધરેલ–ઓ સ્ટુપીડ સેઝમિલેસ (ચીડાઈને)

સાન્તીરામ–ત્યારે સું સ્ટુ પીવાનો કહો છો છટ છટ રામ રામ રામ (મનમાં) મારા ભોગ અહિં ક્યાંથી લાગ્યા કે નોકર રહ્યો કારણકે એક દિવસે હું સાક પીટમાં ગયો હુતો ત્યાં સાબ લોકના બે ભઠીઆરા મળી વાતો કરતા હુતા કે આજે સ્ટુ બનાવ્યુ છે મેં સ્ટુનો અર્થ પુછ્યો તો જણાવ્યું કે સ્ટુ એટલે ઉકાળેલું માઉંસ ત્યારે શું મારી શેઠાણી મને વટલાવવા ધારે છે કે શું કહે છે કે સ્ટુ તું પી થુથુથુથુ.......અરરરર રામ હુવે હુવે સો ઈલાજ લેવો હુવે નથી રહેતી હાર હે ઠાણી હાલ વલાત ગયા એટલે બાર ગાઉમાં અંધારૂં.

સુધરેલ–આમ્બલ ગડને સરવેન્ટ રાખ્યાથી મારૂં અરધુ લોહી બળી ગયું.

સાન્તીરામ-(મનમાં) મારી હેઠાણી એ ગાદલા ઉપર સુવે છે છતાં લોહી બળી જાય છે ત્યારે કોણ જાણે કેટલા ગાદલા ઉપર સુવાની આદત હસે (પ્રગટ) આપ કહો નહિ કે આજે આટલા ગાદલા બીછાવજે અને પછી નોકર ઉપર ગુસ્સો કરો તે સારૂ નહિ છે.

સુધરેલ-(ગુસ્સાથી) ઓ ડેમડોન્ટ મેઈક નોઈઝ.

શાન્તીરામ-ત્યારે શું દોણીમાં છાસ લાવું જે હોય તે વેલા સર કહી દેવું જોઈએ બાઈસાહેબ આવી સાન્તીરામને બેચાર લપડાક જોરથી મારે છે) પણ વગર મફતની

સાન્તીરામ— ગાયન-૮

નોકરીમાં કાંઈ સાર ન દીઠો માર મારની વાત, (૨)
ભુલ થાપ જો આવી પડે તો જોરથી મારે લાત. (૨)
આતે કરે છે મહા ઘાત;

સુધરેલ— (ડોન્ટ સ્પીક સેઈમ લેસ) નોકરી

સાન્તીરામ—

ગરીબને કોઈ દાદ ન દીએ મોટાને આપે માન (૨)
લકડ મુકી છકડ મારે ભુલી ભમાવે ભાન,
આતો તજી દીએ છે સાન;
(ગો અવે બીગફૂલ) નોકરી.

( ફાકડાલાલ પ્રવેશ કરે છે )

સુધરેલ—ડીયર ? કુટુંબીઓની ના મરજી છતાં રજાથી આપથી મેરેજ કર્યો બક સુખતો પ્રથમ સર વન્ટથીજ મલ્યું નહિ આપને આખા વડનગર માંહેથી આવોજ નોકર મલ્યો ત્યારે શું મારી મશ્કરી કરોછો.

ફાકડાલાલ-(હસીને) કેમ વારૂ આ સરવંન્ટ પસંદ નથી ? (નોકર તરફ) મૂર્ખા ચાલ્યો જા ત્હારાથી મીસ્ટ્રેસ નારાજ છે (સુધરેલ પ્રત્યે) કેમ વ્હાલી ઠીક કર્યુંની?

શાન્તીરામ-(ખુશ થતો) હાંસ માંડ પાપમાંથી મૂકત થયો છું હે પ્રભુ આવી નોકરી કોઈને આપીશ નહિ.(જાય છે.)

સુધરેલ-(ફાકડાલાલનું મશ્કરી રૂપમાં હસવું જોઈ) શું હસીને મ્હારી મશ્કરી કરો છો જાઓ મને નહિ બોલાવસો. (રીસાઈ જાય છે.)

ફાકડાલાલ— ગાયન-૯

માની લે વાત મારી માની મનાવું પ્યારી (૨)
સાને સતાવો ખાલી (૨)
પ્રીતી બતાવો આવી (૨)
નયનથી નયના મીલાવો ઓ દીલભર પ્યારી—માની

સુધરેલ-(નાડીયર નો આવસો નહિ નીયર)
ફાકડાલાલ-(કમ હીયર સ.ને રીસાવો છો ડીયર)
સુધરેલ-(થઈ હું તમારા શબ્દોથી કવીવર)

કુંકડલાલ—આવો રસીલી રીસાવો છો શાને પ્યારી.

માની મનાવો વ્હાલી (૧)

શાને સતાવો આલી (૨) નયના (બોલી જાય છે)

## પ્રવેશ ૪.

જગતસીંહ— ગાયન. ૧૦

પ્રેમની જે પરિક્ષા જાણે પ્રેમી તેને જાણજો (૨)

કદર કરે જે પ્રેમની પ્રેમ તેને જાણજો—પ્રેમની.

પ્રેમ ઉરમાં રાખે સહુ રાસી પ્રેમને ચાહજો

સત્ય છે ઈશને પ્યારૂ સદા દીલમાં માનજો—પ્રેમની.

ધર્મ નિતિને સરસાઈ સાધન મુખ્ય સમાવજો

ટેકીનેકી ધરજો હૃદયે સેખીને સાચવજો—પ્રેમની

જગતસીંહ—ઓ જાદુગીરી કામની ત્હારા મોહપાસમા, અંધ બનેલું આ મન છેક ત્હારૂં રટણ કરી અને પ્રેમના (ઘરવાળા) જપી જપી છેક કાયર થઈ ગયું છે સુરસિંહ વ્હાલા સુરસિંહ જા અને તરત પાણી લાવ લાંબી મુસાફરીથી થાકી ગયા છીએ પગમાંથી ચેતન નષ્ટ થવા ચાલ્યું છે. માટે આ જગ્યાએ હું આરામ લઉં ત્યાં સુધી પાણી લઈ આવ (સુરસીંહ ગયા બાદ) ઓ જગતસીંહ જગતસીંહ ફરી તારા ભોળા હૃદયને ત્હારી માસુક ક્યારે ભેટી ભાગ્ય સાલી બનાવસે ઓ દેવ રહેમ કર રહેમ કર.

જગતસીંહ— ગાયન ૧૧

પ્રમોદા પ્યારી પ્રમોદા વ્હાલી વલભા વસી મુજ અંતરે (ટ્ર)
બેહાલ બનાવ્યો બેજાર કરાવ્યો વ્હાલીપ્રમોદા તું ખરે–પ્રમોદા.
મનની માયા તુ છે કાયા વ્હાલી પ્રમોદા તું ખરે.
મધુર વચન તુજ વદનથી આનંદ આનંદ અંતર ઉરે–પ્રમોદા.
મધુર મેના કામણગારી ચતુરનું ચીત આને ચોરી,
શોક અશોકની છાયા ચાલે માસુક મહારી કયારે તારે–પ્રમોદા.

જગતસીંહ ઓ મારી આંખની કીકી તારા કેટલા ગુણ ગાઉં હરગડી અને પ્રીતીપળે તારી કાન્તીની રચના મારી પ્રત્યક્ષે આવી તારામાં તદન લીન બનાવી મુકયો છે પ્રથમ જાદુઈ બંધનમાં બાંધી મારા નીરદોષ આત્માને સા માટે દુખી કરી ભોળા હૃદયને ભરમાવે છે ઓ છબીલી તને જરાપણ છાજતું નથી પિયુષના આવેલા નામથી તું સામાટે મને અળગો કરી પાણી વિનાની માલછીની માફક તરફડાવે (એટલામાં સુરસીંહ દોડતો દોડતો)

સુરસીંહ–કુમાર સાહેબ લ્યોઆ પાણીનો લોટો આપે છે

જગતસીંહ–( પાણી પીધા બાદ ) મીત્ર સુરસીંહ આ વનના ઝાડો કેમ ફરે છે જમીન ઉંચી નીચી કેમ થાય છે પૃથ્વી ચકડોલની માફક કેમ ફરે છે વ્હાલા જરા તપાસ કર અને નજર કર.

સુરસીંહ-(જરા ખ્યાલ કરી) આપ સાહેબો લાંબી મુસાફરીથી થાકી ગયા છો અને તેથી આપનું મસ્તક કમજોરીથી ભમતું હસે એથી એમ સહેજ લાગે છે આપ નિર્ભય રહો

જગતસીંહ-સુરસીંહ ત્હારી અક્કલ કેમ મારી ગઈ છે આ વન મને દેવતાઈ હોય એમ લાગે છે

(એ દરમ્યાન એક મોટો કડાકો થતા બંને જુદા પડે છે)

## પ્રવેસ-૫

સુધરેલ- ગાયન-૧૨

છબીલા મ્હારા સાણુ આવો રસીલા મ્હારા (૨)
વિનવે છે ચરણ દાસી થાવો નહિ ન્યારા- છબીલા
અહિં નથી રંગીલા અરે મમ-ભરથાર-
પુકારૂં છું હું કોને સમજાવો આવી યાર- છબીલા
હું મદમાં રંગીલી....પ્રેમથી રસીલા
સતાવો કાં સલુણા આવો મમ હઠીલા- છબીલા

(એ દરમ્યાન મણી પ્રવેસ કરે છે અને એક બાજુ ઉભી ઉભી સાંભળે છે)

સુધરેલ-પતીના વીયોગથી તન તો અકળીત બનતું જાય છે મન ભૃમિત થતું જાય છે હું રાતે સુતી હોઉં તો પણ

સ્વપ્નામાં પતીના પ્રેમના વચનો પણ વદતી હોઉં જાગૃત છતા પતી તરફ દીલ ખેંચાતુંજ હોય (વચમાં)

મણી–ત્યારે તારા જેવી તો કોઇજ નહિ

સુધરેલ–(ચારે તરફ નજર કરી અરે) વચમાં સાદ પુરાવનાર કોણ (વિચારી) એતો સંહેજ કાનના તીણા તમરાના ભણકારા વાગ્યા હશે (વળી આગળ ભાષણ ચલાવે) આહા સું મારા પતીની મારા ઉપર મહેરબાની જેટલો પ્રેમ હું પતિથી લઉં છું એટલો પ્રેમ છે.

મણી–(પ્રગટ) સા માટે પતિ પ્રેમ આપે નહિ ત્હારા જેવી નારીઓ ભાગ્યેજ હસે વ્હાલી કાન્તી ત્હારા પતીને ખરા જીગરથી તને ચાહે છે કે નહિ વારૂં

કાંન્તી–સુધરેલ–સા માટે નહિ મ્હારા પતી જેવા ભરથાર અવર નારી ભાગ્યેજ પામવાને ભાગ્યશાળી બનતી હશે કુપતીના સુખ શાંન્તીમાં તદન લીન થઇ ગયું છે મ્હારા પતીના પ્રેમના ભણકારા પ્રતિપળે મ્હારા અંતઃકરણથી કરતી જાઉં છું વ્હાલી પ્રેમની તો મજા ઓર છે.

મણી–વ્હાલી બેન તને તો સરવે વાતો આનંદ છે પણ મને તો પ્રેમ પુરો મળતો નથી પતિની ખરાબ ટેવના માટે હું તો તદન આકુળ વ્યાકુળ બની ગઇ છું

વ્હાલી બ્હેન એમની રીતભાત ક્યારે સુધરશે.

કાન્તા-સુધરેલ-જો બ્હેન કહ્યું છે કે—

પરમ પરમાત્મા તણી મરજી હશે તે તો થશે,
આપણુ ભરેલા આસના ઉભરા અરે તુટી જશે.

મણી-એ તો વાત સત્ય છે પણ

લીધી છે જન્મ જીંદગી સફળ કરવાને,
પતિના પ્રેમના પાત્રથી આત્મા શુદ્ધ કરવાને;
ન હોય સુખ આપણુને ન મળે પ્રેમ પતીથી,
વ્યર્થ સીદ ભુમીપર ફરીએ વિચાર એ મમ મનથી.

કાંન્તી-સુધરેલ-ત્હારી સરવે વાત સત્ય છે પણ તું ખ્યાલ કરીશ તો લાલુમ પડશે કે

જીંદગી આ ભાર સમ સમજે તું મનમાં,
પણ સમજ તું તનથી એ છે કસોટી જગમાં;
દુખ સુખની છાયા ચાલે બ્હેની સત્ય માનજે,
તુજ પતીની સેવા ઉરથી પ્રેમથી તુજ ધારજે.

માટે બ્હેન તારા પતીથી રાજી રહી સદા ત્હારી જીંદગી સફળ સુખ શાંન્તીથી કરી ચાલજે.

કાંન્તી-સુધરેલ—

ધન્ય ધન્ય નારીને જે પતી ધર્મ જાણે,
કરમ પરમ સરમ ઉરમાં રાખી પ્રેમ જાણે;

પ્રીતી રીતી ઉરમા ધરી રીઝે પતીથી,
ધીકારે પતી ઉરથી તો અદા કરે તનથી–ધન્ય (૨)
મણી–વર્તમાન કાળમાં વધ્યો છે અતિ દુરાચાર,
સુધારો ન થાય અરે પુર્વના જુવો આચાર–ધન્ય.
કાંન્તી–સુધરેલ–આર્યોની જુવો જુવો સ્થીસ્તિ પુર્વથી કરો વિવાદ,
વ્યભિચાર ઉરથી તજે ન માને છે સવાદ–ધન્ય.

## પ્રવેશ–૬.

જગતસીંહ—

શી–ગતિ થઈ છે પ્યારી વિના મ્હારી (૨)
પ્યા પ્યા તું આ રદયમાં,
જખમ લગાવ્યું ઘાતનકારી–(૨)–શી.
ઉચે આભને જોઈને વદુ,
બતાવ વાદળી મમ પ્યારી;
પણ નવ લેસ વદે ઉરથી હાય સોધું કયા મમ પ્યારી–શી.
નિચે ધરતીને જોઇને ધડકે છાતી અતી મ્હારી (૨)
બતલાવો પશુ પંખીઓ આવી પણ ન આપે પતો હરી–સી.

જગતસિંહ–ક્યાં ગઈ, કોણ મીત્ર સુરસીંહ, શું આ જોગી વેશ, ક્યાં છે રાજદરબારી વેશ જ્યારે અવળું થાય છે ત્યારે સરવે અવળું થાય છે વ્હાલીને ગુમાવી

અને મીત્રનો વીયોગ પણ થયો, નથી ધારતો કે કોઈ કાળે ભેટો થશે, તે થશે જે પ્રભુને ગમ્યું તે ખરૂં એ ઇશ્વિર ત્હારી કૃતિ પાસે પામર માનવી આગળ વધવા તદન અસમર્થ લાચાર છે.

સુરસીંહ— ગાયન–૧૩.

વાહ પ્રેમ....શું પ્રેમ....છે પ્રેમ (૨)
પ્રેમ વિના હું અંધ બન્યો છઉં જપું સદા દિલે પ્રેમ–વાહ.
ચતુરી પ્યારી પ્રેમ ધરીને ચીત હર્યું છે મન (૨)
દીલ દીધું છે આનંદથી કોરી લીધું છે તન–વાહ.
છે પ્રેમ એક આ અવની ઉપર જ્યાં જોઇએ ત્યાં પ્રેમ. (૨)
પ્રેમ પ્રેમના શબ્દો દીલમાં રમી રહ્યા છે પ્રેમ–વાહ.

(જાય છે.)

પ્રવેશ—૭.

પ્રમોદા–(નિંદ્રાવસ્થામાં)

ચતુર ચીતને સાને પીડો
પ્રેમથી હૃદય ન ચીરો

કળાવતી–(એકદમ આવીને) અરે મધ્યરાત્રીએ શોકાતુર અવાજ ક્યાંથી સંભળાય છે.

અમોદા—(ફરી) વ્હાલા મારા હૃદયે દયા લાવી પ્રેમીલી પ્યારીને ઉગારો પરમાર્થનું કામ વિસારો નહિ પ્રેમનો પડદો હૃદયેથી ખોલી રીબાતી બાળાને રીઝાવો.

કળાવતી—અહા ! શું પ્રેમની અગન હૃદયમાં લગન લગાવી રહી છે ઓ અઘાત પ્રેમ ત્હારી અજબ ચમત્કૃતિનો પાર નથી મોટા મોટા મુનીવરોને નાચ નચાવ્યા, કેટલાકને લપટાવ્યા અને હજુ કેટલાકને લપટાવીસ, કોમળ દમયંતી ઘોર અરણ્યમાં નળના પ્રેમની ખાતર ભટકી, પતીના સબ સાથે પ્રેમની ખાતર સતી સુલોચના બળી મુઈ, સુભદ્રાના પ્રેમની ખાતર બહાદુર અરજુનને ભીલ બનવું પડયું. ચંપાવલીના ફૂલ જોઈને જે અસર તાજલમુખને થઈ હતી, સાવળીંગાના નખ જોઈને સદેવંતને જે પ્રેમ ઉપજ્યો હતો, સીતાનું ઝાંઝર જોઈને રામને પ્રેમની જે અસર થઈ હતી, નળનો શ્લોક સાંભળીને દમયંતીને જે પ્રેમ પ્રગટયો હતો, અનીરૂદ્ધની છબી સ્વપ્નામાં જોઈને ઓખાને જે પ્રેમ વ્યાપ્યો હતો તેજ પ્રેમ જગતસીંહની પ્રત્યક્ષ છબી સ્વપ્નમાં જોઈને અસર તેને પેદા થઈ છે તે અસરની દવા તેજ પ્રેમી વીના અન્ય લાચાર છે હજારવાર લાચાર છે. પ્રેમી બીજ્વમંગળ પ્રેમમાં અંધ બની સાપને દોરડું સમજી

અડધી રાત્રે પ્રેમના શરણે થવાને માટે મેડી ઉપર ચઢી ગયો હતો પ્રેમી બીલ્વમંગળ પોતાની માસુકને મળવા માટે ભરપુર નદીમાં તણાતા મુડદાને લાકડું સમજી નદી પાર થયો હતો અને લેલીના પ્રેમને લઈને મજનુન સીર ઉપર વૃક્ષેવાસે વાસો કર્યો હતો માટે ચાલ હાલ અનુકુળ તક છે પુરૂષ વેશ પહેરી કામ અગ્નિથી પીડાતી બાળાને આલિંગન આપી જાગૃત કરૂં.

પ્રમોદા—વ્હાલા આવો દાસીને ઉગારો છેક કઠણ હૃદયના થઈ વ્હાલીને ભુલી જતા નહિ આપ જેવા દયાળુ આ જગતમાં જુજ હશે ઓ દયાળુ દયાના સાગર પરમકૃપાળુ પરમાત્મા મારા મોહનનો ભેટો આપ (પુરૂષ વેશમાં કળાવતી સુઈ જાય છે) વ્હાલા છેક નમેરા થશો નહિ (નિદ્રામાં બેઠી થઈને) વ્હાલા સાવધ થાવ (રૂમાલથી પવન નાખતી મીઠા વચનો વદતી વદતી—

પ્રમોદા— ગાયન—૧૪.

છોડો નિંદરડી....મમ પ્યારા (૨)
ઉઠો ઉગારો બની દિન દારા—છોડો.
સુભ સમય હવે મનથી જાયે. (૨)

પ્રેમાળ વ્હાલી અતી અકળાએ (૨)
મીઠી મીઠાસથી મલકાયે—છોડો.
બની કેમ સુતા બાવળા વ્હાલા (૨)
ખોટા સું બતાવો આળા ડાલા (૨)
લાગે પ્રેમ વિના ઉરે ભાલા—છોડો.

કળાવતી-(ઉઠવાનો ખોટો ડોળ કરી) નિદ્રાદેવીના ખોળામાંથી જાગૃત કરવાનું કારણ કાંઈ સમજી શકાતું નથી, વ્હાલી આમ છેક મર્યાદા તજ નહિ અને ઈશ્વરને ભજ.

પ્રમોદા-ત્યારે શું હું અભાગણી જ્યારે આવેલા રત્નની કસોટી કારીગર કરશે નહિ તો બીજો તેની પરીક્ષા કેવી રીતે કરી સુદ્ધતા બતાવશે.

કળાવતી-સત્ય છે—પ—ણ
પ્રમોદા-(હાથ પકડી) એટલે પણ બણ જવા દો અને સમજી જાવો.

પ્રમોદા— ગાયન-૧૫.

મ્હારા દીલબર પ્યાર....કરો ન લાચાર
જાસો ન લગાર....સુખ કરનાર (૨)
કળાવતી—વાહ ત્હારો છે પ્યાર....જોબન તું નાર.
રસીલી તું હાર મારી આધાર-મ્હારા

પ્રમોદા—રંગે રમસું પ્રેમથી

કલાવતી—પ્રેમ દેસું નેમથી (૨)

વાહ વાહ ત્હારો પ્રેમ છે અપાર—મ્હારા.

કલાવતી—(સમયને અનુસરી મનમાં) ચાલ હવે જાહેર થઇ જાઉં નહિંતો કુમારી બીજાજ રૂપ ઉપર આવી જશે (પ્રગટ) બાઈ સાહેબ હું આપની ગુનેહગાર સહચરી કળાવતી છું મ્હારો ગુનો માફ કરજો આપ જરા આંખ ઉઘાડી નિંદ્રાથી મુક્ત થાવ અને ઇશ્વિર ઉપર પુર્ણ ઇતબાર રાખી તેનુજ સ્મરણ કરો કે જેથી દુનિયા તરી જવાદે.

પ્રમોદા—(કલાવતીના ગયા બાદ) કેવી ઠગારી કેવી ઠગારી કેવી લુચી મને પણ છેતરી મ્હારી મશ્કરી કરી એ અધમ પ્રેમ તુતો પ્રેમ સક્તિનો અજબ ભંડાર છે અને સરદારોનો સરદાર છે એ દયાના દરીયા પરમ કૃપાળુ પરમાત્મા હવે તો મુજ ગરીબ ઉપર દયા કરી દુખનો અંત લાવ.

ગાયન—૧૬.

એ દિલભર મમ પ્યારા.......રે (૨)
પ્રિતિ પદે હું યાદ કરૂં છું દિવસ રાત માળા જપું છું (૨)

વિસારે પ્રિતમથી શું તનથી........રે (ઓ.)
જીવ બને વ્યાકુળ અતિ મારૂં ચેતન ભ્રષ્ટ થાય રે (૨)
ઉગારો આવી લચાવો વ્હાલા (૨)
દિલમાં દયા કાંઈ લાવોરે (ઓ)

બોલીને જાય છે

# અંક બીજો.

## પ્રવેશ—૧

સુરસીંહ— ગાયન ૧૭

તન આ મારૂ જાય હારી....અરણ્ય વૃક્ષની જોઈ લતા (૨)
ભયંકર કુર પ્રાણીના નાદો વળી દીસે છે ઘોર ઘટા,
સાય કરજો શ્રી મોરારી દુખીયારાને તારજો (૨)
વ્હાલા જગતને રહેમ ધરીને હર્ષથી ભેટાવજો
ચરણે સીસને નમી નમુ વિભુ દુખીઆનો અંત લાવજો(૨)
નોધારાના બેલી બનીને દુખ હરીએથી તારજો-તન.

સુરસીંહ—ઓ વ્હાલા જગતસીંહ તું ક્યા હઈસ દુખમાં હઈસ કે સુખમાં અત્યારે તારી સી હાલત હસે આહા સું વિચાર કરીને રાજ્ય દરબારમાંથી નિકલ્યા હતા અને કેવી હાલતમાં પહોચ્યા છીએ તેનો ભેદ તો ઈશ્વરજ જાણે છે (નીસાસો મુકીને) જે થાય તે સારાના માટેજ થાય ખેર વ્હાલા ત્હારી શોધ ખોળ-માં તો હુ તદન બેજાર થયો છઉં આહા ઈશ્વરની ચમત્કૃતિ છે પળમાં રાય અને પળમાં રંક કરી

આપે છે અને ત્હારી લીલાના દાખલા પ્રત્યક્ષ સાબીત કરી બતાવે છે મીત્ર મીત્ર હવે તુજ વિના જીવવું તે પણ નકામું છે માટે ચાલ આ પાસેના સીવના મંદીરમાં જઈ દુખી આત્માને હમેશના સુખને માટે મુકત કરૂં (જેવો દેવળ પાસે જાય છે તેવામાં)

(નેપથ્યમાંથી)

બનાવ્યો છે બેજાર મુજને ઓ મમ સુંદરી (૨)
હાલ બેહાલ થયા છે તનના ઓ મમ સુંદરી-(બનાવ્યો)

સુરસીંહ-(અચકાઈ જઈને) કોઇ યોગી વેસ ધારણ કરનાર પ્રેમથી બેજાર થએલ પુરૂષ આ તરફ આવતો જણાય છે માટે ચાલ દેવલમાં સંતાઈ જઈ તેની બીનાથી માહેતગાર થાઉં (સુરસીંહ જેવો સંતાય જાય છે તેવો જગતસીંહ પ્રવેશ કરે છે)

જગતસીંહ- ગાયન-૧૮

બનાવ્યો છે બેજાર મુજને ઓ મમ સુદરી (૨)
હાલ બે હાલ થયા છે તનના ઓ મમ સુદરી-બનાવ્યો
હંસોની સરદાર મારી પ્રેમીને ઉગારનારી (૨)
પ્રીય રસીલી મન વસેલી નાજુક મમ ઓ સુંદરી-બના.
રટણ કરૂં મમ હૃદયમાં ત્હારૂં સોપી તુજને જીવનદોરી(૨)
વ્હાલી આવી ઉગાર મુજને ભટકું વનમાં સુદરી-બના૦

જગતસીંહ—ઓ ઈશ્વર આ દુખથીતો હદ આવી ગઈ છે પ્રીયાથી વિખુટા થતા રસ્તામાં વળી બાકી હતુ તો મીત્રનો વીયોગ થયો આહા સું ઈશ્વરની લીલા છે એક વખત એવો હતો કે રાજ્ય બાગમાં કુમારી સાથે અમન ચમન કરતો હતો અને હુમણા એવો વખત આવી પડયો છે કે ભુખ્યા તરસ્યાની દરકાર કર્યા વિના પણ જંગલ ભટકવું પડે છે (નીસાસો મુકી) ઓહો મિત્રના આધાર વિના પ્રીયાની સોધ કરવી તે પણ હવા રૂપી છે વિચાર છે માટે ચાલ આ ખંજરથી આત્મ હત્યા કરી પ્રાણ છોડી દઉ (જેવો ખંજર પોતાની છાતી ઉપર ઉગામે છે તેવામાં

(નેપથ્યમાંથી)

સાંત સાંત રહે મનમાં ધીર વિર ધરતું<br>
સોચ ન કર લવ લેસ ઉરમાં કાર્ય સફળ કરતુ

જગતસીંત—(અચકાઈ જઈ) સુ મારા ભાગ્યદિનનો સીતારો ચમકયો (વિચારી) ના–ના એ તો સહેજ કાનના તમરાના તીણા અવાજ આ વનમાં મુને સંભળાવે છે (વળી જેવો ખંજર ઉગામે છે.

(નેપથ્યમાંથી) દુખ ડુંગરનો નાસ થયો જાણુ તું મનમાં<br>
સુખ છાયા છાપરે ચઢી, શાન્તી રાખ તનમાં.

જગતસીંહ—સુખના મધુર વચનો વદી આ મારા આતુરમંદ આત્માને કોણ ધીરજ આપે છે ધીરજ આપનાર પરમાર્થ પુરૂષ કોણ હશે શું ત્યારે આકાસવાણી હશે ઓ જગતના પાલક પીતા અને દુખથી તારનાર દાતા હવે તો હદ થઈ (એ દરમ્યાન પ્રગટ)

સુરસીંહ—તુજ મીત્ર પ્રીએ આ રહ્યો નથી આકાસવાણી,
તુજ દુખે દુખી હું છું સદા સુણ મિત્રની કહાણી.

અરસપરસ બંને મિત્રો ભેટી પડે છે.

જગતસીંહ—વ્હાલા સુરસીંહ જે બીના થઈ ગઈ તેનું વર્ણન કરવું નહિ અને હવેથી નવા કામનો આરંભ કરવો એટલે પ્રથમ તો આ ભગવું ઉતારી પ્રીયાની સોધ કરવી તે પ્રથમ આપણી ફરજ છે.

સુરસીંહ—હું આપના વિચારને મલતો છું પણ મારે તમોને જણાવવાની ફરજ છે કે કપટસીંગ દુલેરાયનો પુત્ર કપટકળા પ્રમોદા માટે કરી રહ્યો છે માટે હવે આપણે સાવચેતીથી કામ કરવાનું કે

જગતસીંહ—આપણને પ્રથમથી ખબર છે કે કપટસીંગ પ્રમોદા ઉપર મોહીત છે માટે આગળ જોવાનું છે શું થાય છે.

જગતસીંહ ગાયન—૧૯

પ્રેમી રમણીને મળવાને કાજે જાવું ઉમંગે મારે (૨)
હેતે ધારી કરી છે પ્યારી લીલાને રંગમારે (૨)
માત બ્હેન ધારી છે મનથી અન્ય એ વિના નજરે
તનમન ધન આપ્યું મેં રમણીને રંગ મારે હેતે
સાય કરજો ઈશ્વર મારી દિલે દયા ધરીને (૨)
ચરણે વારંવાર નમીને વિનવું આપો તારીરે પ્રેમી.

## પ્રવેશ—૨.

કપટસીંહ-પ્રમોદા કુમારીને મલવા માટે અનેક પ્રયત્ન કર્યા પરંતુ સર્વ નકામુ ગયુ માટે તેનો ઉપાય શોધી કાઢવો (વિચારીને) બસબસ એમાં તો સું મોટી વાત છે મારા પિતાજી જાણે બુઢા બુઢા થવા આવ્યા છે તેમનું જો કામ નીકલી જાય તો આ બંદા બંદા પ્રધાન થાય (મુખ ઉપર હાથ દઈ ખોખારો કરી) બસ વિચાર એજ કે મારા બાપનું કામ કાઢી આપણે પ્રધાન બનવું પછી પ્રમોદા ક્યાં જવાની છે (જગતસીંહ ઉપર મોહીત છે) પણ તેને ક્યાં ખબર છે

કે આ પ્રમોદા કુમારી મોતીની માલા તે કાગની ડોકમાં ન સોભે અને હંસની ડોકમાં સોભે જગતસીંહની સીકલ જોઇ હોય તો અડાયો છાણો અને આ બંદાની શીકલ જોઈ હોય તો મસ્કતી પાણુ માટે ચાલ આપણુ ધારેલુ કામ પુરૂ કરીને (આનંદ) કપટસીંગ પોતાના બાપને મારવા માટે મહેલમાં જાય છે.

## પ્રવેશ ૩

### ગાયન ૨૦

કાન્તી–સુધરેલ–આ અવનીમાં ભ્રષ્ટ માતના વસે અતિજન ખરણની
મલિન મતીના માનવ નામનો કાદવ જેવા રહે છે ઠરી (આ)
લેસ વિચાર કરે નહિ મનમા બાળાપર કરે જુલમ અતી
રાક્ષસ રૂપિ માત પીતાની નઠોર થઈ ગઈ છે મતિ (આ)
આર્ય ભાઈઓ એતો ચીતના લાહાવો નથી કંઈ એવો કર્મોથી
હિંદ ભુમીને લજીત કરોશું અળગા રહો છો સાને મર્મોથી (આ)

કાન્તી–અહાહા ? સું વર્તમાંનકાળના માણસોના હૃદયના વિચારો બદલાઈ ગયા છે મનોવૃતિ ભ્રષ્ટ થઈ ગઈ છે અક્કલ મરી ગઈ છે ઓ લાલચુ અને પૈસાના

લોભીઆઓ જરા વિચારો અને તમારા હૃદયને સા માટે પાપમાં ડુબાવો છો બાળકીના પૈસાને વાહ વાહ શબ્દો ઉચારી જે આર્ય ભાઇઓ સ્વીકાર કરી પોતાનો નિરવાહ કરે છે તેને હજાર ધીકાર છે હું આર્ય ભાઈઓને વિનંતી કરૂં છું કે પતિને જોયા વગર બાળાને પરણાવતા નહિ તમો જે એંસી વરસના બુઢાની સાથે બાળ વયની બાળા વરાવો છો તે તમો જાહેર બજારમાં તે એક સોદ્દો કર્યો કહેવાય પણ તમોને સુખ મલે અને બાળા કેમ સુખી થાય તેનો પ્રથમ વિચાર કરો માબાપની ફરજ છે છતાં તમો તો તમારા સ્વાર્થ તરફ દ્રષ્ટી ફેરવી કામ કરો છો તે ખરૂં જોતાં એ બાળાનો પૈસો તમારા અંગમાં કોઢની માફક ફૂટી પ્રત્યક્ષ દાખલો બતાવસે માટે જરા વિચારો અને આર્યબંન્ધુ આ ભુલ સુધારો.

સુધરેલ કાન્તા— ગાયન ૨૧

અરે પાપી આર્યો દીલમાં વીચારો જન બાળાઓની જુવો કાયા (૨)
પુત્રી વેચીને બની શેઠ બેસે, કરવી છે એવી શું માયા અરે (૨)
બુઢાની સાથે બાર વરસની બાળાની બાળે કાયા (૨)

ધીકાર એવા લોભી પીતાને (૨) ધન ધરામાં લલચાયારે (જરા)
બાળા પ્રત્યે કંઈ દ્રષ્ટી કરે નહિ એવા સ્વાર્થ સમાયા (૨)
વીરહા નળથી બળતી બાળા (૨) પછે ખોટા વિચારો—જરા.

પ્રવેશ—૪.

કપટસીંગ—મહેલમાતો દાખલ થયો પણ કેવી રીતે મારવું (અચકાઈને) પીતાને મારતા જીવ કેમ ચાલે (વિચારીને) મારવામાં શું મોટી વાત છે પ્રેમના ખાતર એક નહિ પરંતુ હજાર ખુન કરવાને આ કપટસીંગ પાછો ફરનાર નથી તે નથી બસ તાતને મારી પ્રધાન થાઉ એટલે ધારેલું કામ પાર (પોતાના બાપને મારી નાખે છે અને ખુસી થાતો ચાલતો થાય છે.)

પ્રવેશ—૫.

પ્રમોદા— ગાયન—૨૨

સત્વર જાવું પીયુને મનાવું પ્રેમી જાંમને ઝીલાવું (૨)
હામ ધરીને કામ કરીને પ્રેમના પક્ષમાં રહીને
દીલની દાનાઈ પ્રીતે ચલાવી પીયુને મનાવી લાવું—સત્વર.
નયના બાણુથી ઘાયલ કરી પ્રેમી માયામાં લાવું (૨)
અવર જંતર કરું કંઈ નહિ અંતરથી ઉભરાવું—સત્વર.

કળાવતી–વ્હાલી પ્રેમ પ્રેમ અને પ્રેમજ કરો છો પણ તેની કસોટી જાણી શકો છો પ્રેમ પીયુ તે તો સહેલ છે પણ તેને જારવવું મુસ્કેલ છે સમજી કે–

પ્રમોદા–એટલે,

કળાવતી–એટલે એમકે બધા પ્રેમમાંજ પડવા ઈચ્છતા હશે.

પ્રમોદા–પ્રેમ તો ખરૂં પ્રેમથી હંમેશાં માણસો પ્રફૂલીત દેખાય છે પ્રેમ શબ્દ દરેકને લાગેલું છે પણ તેનો પેરેથારૂ જુદો છે.

કળાવતી–ત્યારે સ્પષ્ટ કહોની.

પ્રમોદા–લે સાંભળ વિર પુરૂષોને વિર રસ પસંદ છે જ્ઞાની અને સાધુ સંતને શાન્ત રસ પ્રીય છે સુર અસુર અને મનુષ્યો નવ રસ ચાહે છે ત્યારે હું તો પ્રેમ રસને હુંમેશા આ મ્હારા કોમળ હૃદયમાં રાખવા આતુરજ છું.

કળાવતી–ધન્ય છે તમારા ડાહ્યાપણુને (મનમાં) હજુ પણ તેના પ્રેમની કસોટી કરવી.

પ્રમોદા–વ્હાલી બેન આ આતુરતા ભરેલું પ્રેમાહૃદય હવે વ્યાકુલવ્યાકુલ થયા કરે છે.

કળાવતી–એટલે (મનમાં) જ્યારે કસોટી કરવી ત્યારે તો બરાબર કરવી (પ્રગટ) શું.

પ્રમોદા—પૃથ્વી રૂપી કાયા પર રાય રૂપી પ્રેમ છે
લશ્કર રૂપી તંતુઓ પર સરદાર રૂપિ પ્રેમ છે
એ થકી મન થાય વ્યાકુળ ન મળે જો પતી પ્રેમ
ધરૂં હું પ્રેમની કફની પીછુનું શુદ્ધ જોવાને પ્રેમ

કળાવતી—સમજી સમજી હું અરે મ્હારા વિચારો ભેદના
ખોટી પ્રીતી આને તું દરસાવે છે એકાન્તમાં
મનના વિચારો પ્રેમથી તું ભેદમાં દરસાવે છે
ખોટીને સાચી બનાવી બતાવે છે એકાન્તમાં

પ્રમોદા—પ્રેમની શી છે કદર પ્રેમમાં શું રમત
પ્રેમથી શું પામે જન જાણે છે તે આખુ જગત
પ્રેમની તું કર કસોટી પ્રેમથી બેજાર છું
ખોટી નીંદા છોડી દે તું એ થકી આજારછું.

કળાવતી—(મનમાં) પ્રેમને બેહદ કુમારીના તનમાં પ્રવેશ કરી રહયો છે.

પ્રમોદા—(કળાવતી પાસે જઈ) સખી મારા પ્રેમની કસોટી કેવી રીતે કરી મારા પ્રેમને ખોટું પાડવા સા સબબથી ચર્ચા કરી.

કળાવતી—એ તો સહેજ બ્હેન જો પ્રેમની કસોટી કરીએ તો સાચો પ્રેમ કેમ પ્રગટ થાય.

પ્રમોદા—મ્હારી સર્વે વાત સત્ય પણ

કળાવતી—એટલે બોલો બ્હેન બોલો હસીને દીલના વિચારો ખોલો

પ્રેમોદા—અમારા દુધના સમુદ્ર ઉપર કમળ ક્યારે પથરાઇ આનંદ આપશે જેમ મોરલીઓના મધુર સ્વર ઉપર મોહ પામી મૃગ સર્પ બંધન થાય છે તેવી રીતે મારા હૃદયેથી પ્રેમ શબ્દ રૂપી અવાજ ઉપર કેદી બની આ શુન્ય મહેલમાં માછલીની માફક તરફડીયા મારૂં છું જેમ મોર, બપૈયો, ચકોર અને કમળ વરસાદની ગર્જના સાંભળી પોતાના મુખ ઉઘાડી જેમ આકાશમાં રાહ જોતાં પડયા રહે છે તેવી રીતે હું કાનના તીણા તમરાના અવાજ સાંભળી મારા પ્રીતમની રાહ જોતી આસામાં અને આસામાં આ મહેલની બારી પાસે ચોમેર નજર નાખતી હંમેશા ઉભી રહુ છું

કળાવતી—વ્હાલી બેન શાંત થા સર્વે સારૂં થશે અને તારા પ્રીતમને મેળવી આપીશ.

પ્રમોદા—(જરા શરમથી શરમાઇ જતી-જતી) પણ—ક્યારે

કળાવતી—વખતને અનુસરીને જે કામ કરવું તેમાંજ માલ છે.

પ્રમોદા— ગાયન—૨૩.

પ્રેમી પીયુસનો જામ આપી પ્યારા રહેમ નજર ન કરી (પ્રેમ)
કામાગ્નિ સેવાય ન જરી વ્હાલા સીધાવ્યા પરહરી (૨)

શ્રીહરી આપો સાથ બાળાને પ્રેમામદમાં હું ભરી (પ્રેમ)
ચતુર સાણા પ્રેમી પ્યારો વ્હાલો મારો આપો હરી (૨)
હું છું દિવાની પ્રેમની ભરી ચતુર વિના હું છું મરી (પ્રેમ)
મન વસેલો દીઠો ડસેલો પ્રેમની હું છું પ્યાસી (૨)
તરસાવો કાં તરછોડી મુને પ્યારા બની હું ઉદાસી (પ્રેમ)

કળાવતી—શાન્તી ધરો.

પ્રમોદા—શું શાન્તી ધરૂં (નીસાસો મુકી) શાન્તી ક્યાં છે શાન્તી આ જન્મ લીધા પછી તો થઈ એક વખત શાન્તી વ્હાલી જેમ નદીના પાણીના ધોધ પર્વતોના પર્વત ચીરી નાખે છે, ભુમીની ભુમી ખોદી નાખે છે અને જ્યાં જંગલ ત્યાં પાણી કરી દીએ છે તેવીજ રીતે જાળ રૂપી પ્રેમ પર્વત રૂપી કાયાને સળગાવી ભસ્મ કરી નાખે છે. હૃદયને તારાજ કરી નાખે છે શું કરૂં ક્યાં જાઉં શું ઉચારૂં.

કળાવતી—ઈશ્વર પુજન કરો.

પ્રમોદા—શું પુજન કરૂં જેનું પુજન હૃદયે કરૂં છું તેને છોડી વળી બીજાનું પુજન કેવી રીતે કરૂં. હજુ તો એકનો જખમ પુરો રૂઝાયો પણ નથી.

પ્રમોદા— ગાયન—૨૪

અંતરની ચોરી કરી છે મમ પ્યારા (૨)

ધરૂ શી રીતે ધીર રાખી સ્થીર મનને મારા. અંતર
ગુનો નથી એવો મ્હારો અરે પતી ચાવી ધાઓ (૨)
ચીતડુ ચીરાઈ જાય મોહનને રાખી લાવો (૨)
નીરાધાર બાળાપર પ્રેમ વરસાવો આવી (૨)
પુષ્પની કળીપર ગમન કરો પ્રેમ લાવી (૨)
ચતુર સીરોમણીને અરે કોઇ આવો લાવી અંતર

કળાવતી-સરવે સારૂં થશે (ધીરજ આપ્યા કરે છે.)

પ્રમોદા-મરી ગયા પછી સારૂં થશે આ હૃદય આકુળવ્યાકુળ ક્યાં સુધી થશે.

પ્રમોદા- ગાયન-૨૫

પ્રેમની કફની પહેરી-પ્રેમની ઝોલી લગાવી
પ્રેમ સોધવા ચાલુ હવે પ્રેમ સોધવા ચાલુ (૨)
પ્રેમની માળા પ્રીતેથી પ્યારા (૨)
હૃદય મંદીરેથી કરૂ ન ન્યારા (૨)
પ્રેમની માળા રહુછુ પ્રેમથી ઉગારો દિનદારા (હવે)
ભભુતિ પ્રેમની અંગે લગાવી
અલેક પ્રેમની હું જગાવુ (૨)

મમ પિયુની આ હૃદયેથી પ્રેમ ભજન પ્રાતે ગાપૂં હવે

કળાવતી-(મનમાં) હવે હદ ઉપર વાત ગઈ માટે ચાલ તેનર

હૃદયનું સમાધાન કરૂં (પ્રગટ) બાઇ સાહેબ શાંત થાવ.

પ્રમોદા–વ્હાલી બેન હવે તો હદ થઈ હવે કાંઈ રસ્તો બતાવ નહિતર વિના મોતે આ આત્મા પરલોક સીધાવશે.

કળાવતી–જુવો બાઈ સાહેબ આવતી સવારે છુપી રીતે પાછલી રાતે ઉંઘતી ચોકીમાંથી અજીતગઢ તરફ પસાર થઈ ત્યાં તમારા પતીને મળી સરવે હકીકતથી વાકેફગાર કરશું. માટે હૃદય શાંત બનાવી ધીરજ ધરો.

પ્રમોદા–પણ આજ પોશાકથી.

કળાવતી–આપણે તો સોદાગર વેસ ધારણ કરી ચાલ્યા જવાનું છે.

પ્રમોદા–ધન્ય છે મ્હારી વ્હાલી બહેન ધન્ય છે આવા વખતે મારી ભીડ ભાગવામાં મને જે મદદ કરી છે તેનો બદલો (વિચારમાં પડી જાય છે.)

કળાવતી–બદલો કહી કેમ અચકાયા.

પ્રમોદા–(મનમાં) સુરસીંહ સાથે વરાવી આપ્યાથી બદલો વળશે હાલ તો આ ભેદ છુપો રાખવો જેમ હું રાજ્યકુમારી છું તેમ કળાવતી પણ ભાયાતી કુટુંબની કુમારીકા છે. (પ્રગટ) કંઈ નહિ વ્હાલી બ્હેન કંઈ નહિ વખત આવેથી બદલો આપીશ હજુ તું પણ કુંવારી છોની એટલે–

કળાવતી-(મનમાં) હા હું સમજી જે પુરૂષની સાથે મારો સંબંધ કરવા રાજ્યકુમારીની વૃત્તિ છે તેનો તો હું મારા હ્રદયેથી ચાહુ છું પણ હાલ ભેદ ખોલવો નહિ. (પ્રગટ) બાઈ સાહેબ ચાલો વખત થોડો છે માટે ચાલો આમથી ફરી રખીએ.

પ્રમોદા-ચાલો (મનમાં) મારા મનના વિચાર જાણી ગયેલ લાગે છે પણ ફીકર નહિ

પ્રમોદા-કળાવતી-બંને—ગાયન-૨૬.

કર જોડીને સહાય માગીએ વિભુ તારીરે (૨)
સહાય એક છે ત્હારી સહાયુ માગીએરે-કરજોડી.

પ્રમોદા-સહાય હવે તું પુર્ણ કરજે કષ્ટને કાપી તું દુર કરજે(૨)
ચરણે શિશ નમાવું વિભુ દુખથી તારજે-કરજોડી.

કળાવતી-નિરાધારને આધાર આપી દુખથી તારી દે (૨)
દુખથી તારી દે દયાળુ સુખમાં લાવી દે-કરજોડી.

પ્રમોદા-સતીઓના તેં સત રખાવ્યા પતિપ્રત્યેની પ્રીતી રખાવી(૨)
દયા બાળપર વિભુ લાવી ઉગારો પ્રીત બતાવી-કરજોડી

## પ્રવેશ-૬

અમરજંગ-(સેનાપતી પ્રત્યે) આજે પ્રધાન કુબેરાય સ્વર્ગવાસ થવાના ખબર મળતા તમામ રૈયત અને અમલદારો નવ દિવસનો શોક પાળ્યો અને નવ દિવસ પછી

હુલેરાયના પુત્ર કપટસીંગને તેના બાપની પદવી આપવી.

કપટસીંગ–(મનમાં) ખુશી થાતો કે નવ દિવસ ક્યારે જાય કે હું પ્રધાન બનું ને પ્રમોદા સાથે રંગ માણું. (પ્રગટ) મોઢું મલીન કરીને બેસે છે.

અમરજંગ–(સેનાપતી કેદારમલ પ્રત્યે) આજે ગામમાં તમોને કહેવામાં આવેલ તે પ્રમાણે ઢંઢેરો પીટાવો. કચેરી બરખાસ્ત કરવાનો હુકમ મુલે છે.

પ્રવેશ–૭

કપટસીંગ–પ્રમોદા પ્રમોદા તું મારા હાથમાંથી કયાં જવાની છે બસ હવે તને છોડનાર નથી અજીતગઢ તરફ જવાને સોદાગર વેસમાં જવાનો ઈરાદો રાખે છે પણ તે પહેલા આ કપટસીંગે તારા માટે તૈયારી કરી રાખેલ છે. બસ રમણીનું હરણ કરવું.

કપટસીંગ– ગાયન–૨૭

રાજતણાનું ખંડન કરીને રમણીને લાવું. (૨)
જાન જતા ન છોડું હામ ધરી કરૂં કામરે (૨)
ડંકા થાસે દશ દિશામાં ગાજસે મારૂં નામરે–રાજ (૨)

પ્રવેશ–૮.

પ્રમોદા–બ્હેન વાતોમાં ને વાતોમાં રસ્તો બહુજ પસાર કર્યો કેમ નહિ વારૂ.

કળાવતી—સા માટે રસ્તો પસાર ન થાય આપને તો પ્રેમની વાતો બહુજ પ્રીયકર લાગે છે એટલે એજ વિચારમાં થાક પણ લાગ્યો નહિ હોય કેમ વારૂ.

પ્રમોદા—ત્હારી તો એવી ને એવી જ્યારે અને ત્યારે મસ્કરી કર્યાની ટેવ બહુજ છે.

કળાવતી—બહુ સારૂં ચાલો અહિં વિશ્રામ લેએ કારણ હજુ અજીતગઢની સરહદ બહુ દૂર છે માટે સામેના વૃક્ષ તળે આપણે વિસામો લેએ. (બંને જાય છે)

## પ્રવેશ ૯ મો.

મણી—શું આર્યો દયા બતાવે છે એટલે દયાળુ અને માયાળુ થવું તે કાંઈ સહેલ વાત નથી, છોકરાઓની રમત નથી પ્રથમ તો પોતાના તરફ વિચાર કરતા નથી અને એંશી વરસના બુઢાની સાથે નાજુક નાની વયની બાળાને પૈસાની આસાએ જુલમાવ ભરી રીતે અરપણ કરે છે તેને શું કોઇ દયા કહેશે ? આવા કૃત્ય કરનારા તરફ તો પ્રથમ ધિક્કારની દ્રષ્ટિએ જુવો (એ દરમ્યાન કાન્તી પ્રવેશ કરે છે અને એક બાજુ ઉભી ઉભી સાંભળે છે) ઓ જુલમગાર આર્યો તમો જો ધારો તો પૈસો એકઠો કોઈબી રીતથી કમાઈ શકો તેવા છો છતાં શા માટે બાળાના દેહના સુખ્યા બન્યા છે.

કાન્તી-(પ્રવેશ કરી) પૈસાના માટે ભુખ્યા છે અને વગર મહેનતની કમાઈ ખોટ વગરની છે તમારા ભાષણને ધન્ય છે ધન્ય છે તમારા ભાષણને હું પણ એક ઉમદા ગ્રંથ તરીકે ચાહું છું તમો પણ મારા વિચારને મળતા લાગો છો.

મણી-તમારા વિચારને મળતી આવું અગર તો નજ આવું પણ થતો પ્રત્યક્ષ જુલમ કેમ સહન થાય હાલમાં તો આર્યો અંધા બની ગયા છે નાની વયની આર્યોની બાળા શું પોતાની જીંદગી કમોતેજ મારવા ચાહતી હશે પ્રથમ આપણે આપણા ઉપર દ્રષ્ટી કરી જોઈશું તો આપણને કમકમાટી પ્રથમ પ્રગટ થશે.

કાન્તી-ખરૂં છે બ્હેન હવેથી મારાથી જેટલું કન્યાવિક્રય તરફ ધિક્કાર છુટશે તેટલો ઉપદેશ ધિક્કારની સાથે છેવટ સુધી જારી રાખીશ અને જો બાળાઓ તરફ વિચાર ન કરે તો પછી એમજ સમજવું કે તેઓ કોઈ નીચ વૃત્તિના પૈસાના ભુખ્યા કોઈ માનવરૂપી દૈત્યનો અવતાર હોવો જોઇએ.

મણી-જે થશે તે પછીથી જોઈ લેશું.

કાન્તી-વારૂ બ્હેન આપણે જેવી રીતે મનગમતા પુરૂષથી વરી જીંદગી કૃતાર્થ કરી છે તેવી રીતે બીજી બાળાઓ કરે તો.

મણી—તો એમ સમજવું કે આ હિંદ મુખ્ય ચડતીનું પગથીયું બતાવે છે.

કાન્તી—સત્ય છે પણ બ્હેન ઉપદેશ કરીએ છીએ પણ તદન વ્યર્થ છે.

મણી—ત્યારે શું અફળ જશે.

કાન્તી—હા—હા—હા એક વખત નહિ પણ હજાર વખત.

મણી—સબબ બતલાવશોની.

કાન્તી—જુવો બ્હેન કહેવત છે કે શેઠની શીખામણ ઝાંપા સુધી તેવી રીતે આપણું ચરચાએલું વિવેચન અહીં અત્યારે એવા વિચાર સાંભળશે અને બહાર નીકળ્યા કે હવામાં મુકી દેશે એટલે ભુલી જશે અને પોતાનો ધંધો મુકવાના નહિ કારણ કે ઘેર બેઠા ખોટ વગરનો ધંધો વટાવનો મુકી શા માટે બીજે વેપારમાં (કન્યાવિક્રય) મનગમતા પૈસા મળી શકવાની ઉમેદ રહે છે અને મન ચાહે તો કોથળી બે કોથળી એક ગોલ ઉપર લઈ પોતાનું કાળુ કૃત્ય કરી બાળાને અસુખમાં આપી અને પોતાનો નીચ ધંધો ચલાવી સુખી થાય છે તેવા પાપી નરોને હજારવાર તો શું પણ કોટીવાર ધિક્કાર છે.

મણી—ખરેખર એવા આર્યો જન્મ લીધાને બદલે પત્થર બને તો સારૂં.

ગાયરૂપી કન્યાપર પાપીઓ જુલ્મ કરે,
લેસ દયા રાખે ન ઉરમાં કામ પોતાનું કરે.
ધરમ શરમ અળગા ધરી મરમ જાણે ન જરી,
કન્યા બીચારીના કરમ કે પાપીના પેટે પડી.

કાન્તી—બ્હેન ચાલો હજુ આપણે ઘણું કામ છે અને કન્યા-વિક્રયનું ભાષણ ઉતારી જુસ્સાભેર આ સભામંડળ વચ્ચે હું છેવટમાં કરવાની હીંમત ધરીશ અને એ કામમાં ઈશ્વર પાર ઉતારે.

મણી—તમારા વિચારને હું મળતી છું અને તમારા વિચારને સહુ કોઈ ધન્યવાદ આપશે ચાલો વખત બહુ થઈગયો છે.

બંને બોલે છે— ગાયન—૨૮.

ધિક્કાર એવા આર્યોને જે બાળાઓની દેહ બાળે છે (૨)
પૈસાથી લોભાઈ જઈ ક્રૂરતા અતિ ગુજારે છે—ધિક્કાર.

મણી—શરમ મુકી ઉરથી ધરમ ન જરી જાણેરે (૨)
લલચાય પળ એકમાં આનંદ અતિ માણેરે—ધિક્કાર.

કાન્તી—પુત્રી પૈસા જે જન ખાસે અંગે રોગ થાશેરે,
વિચારી કામ કરજો નહિતર આગળ ખતા ખાશોરે—ધિ.

બંને જાય છે.

# અંક ત્રીજો.

પ્રવેશ—૧.

(ધસારાબંધ રાજા દરબારીઓ પ્રવેશ કરે છે અને પાછળથી લશ્કરી પલટન.)

અમરજંગ-બાળા એકલી ક્યાં ગઈ હશે.

સરદાર-પ્રભુ જાણે.

રાજદરબારી—(મનમાં) મહારાજાનું દીલ કેવું નાસીપાસ થઈ ગયું છે.

અમરજંગ—એમ પણ સંભળાય છે કે કળાવતી પણ સાથે છે માટે તમે તલાસ માટે જાઓ એમ કહી અમરજંગ જાય છે. (ઉદાસીમાં)

સરદાર—હમણા એવી વાતો ચલાવવાની જરૂર નથી. ઓ ચીફ કમાન્ડર તમો જલદી પાછલા જંગલમાં લશ્કરી પલટન સાથે બહાદુરખાન પડયો છે અને તે આજનો દિવસ ત્યાંજ રહેશે અને આડબા પડખાના ગામમાં તથા જંગલોમાં શોધ કર્યા બાદ બીજે સ્થળે ઉપડી જવાનો છે માટે તમો પણ શોધના માટે ત્યાં ઉપડી જાઓ.

ચીફકમાન્ડર-જેવો આપ નામદારનો હુકમ.

લશ્કરી-(કુંપ સાથે)— ગાયન-૨૯

જંગલ મેદાન ખોળીને હિંમત સહુ ધરો,
પર્વત ગીરી ખાણુમાં શોધ કંઈ કરો. (૨)
નીમકહલાલી દીલ બતાવી દીલથી કામ કરો,
મહારાજા અમરજંગના દુખ સહુ હરો—જંગલ-(જાય છે.)

પ્રવેશ—૨.

બહાદુરખાન-(સરોવરના કિનારા ઉપર છાવણીના તંબુમાં.)
મહારાજા અમરજંગકું શક પયેદા હુવા હૈ કે પ્રમોદા કુમારી દાસી કળાવતીકો લેકર અજીતગઢ તરફ પસાર હો ગઈ હૈ હમ સબકો તલાસ કરનેકુ ભેજા હૈ ખુદા ન માલુમ કૈ પ્રમોદા કીસ જગાએ અબી ઠેરી હોગી. (લશ્કર તરફ ફરીને) સીપાહીઓ અબી તુમારા કામ દીખાનેકા વખ્ત આયા હૈ વાસ્તે અચ્છી તરેહ અજાવ કરુંકે અબી બહોત રસ્તા કાટના બાકી હૈ.

લશ્કર-(તલવારો નમાવી શીર નમાવી) જેસા હુમેરા સરદારકા હુકમ—

ગાયન—૩૦

લડતે ડરતે હમ નહિ કબી એસે હમ સરદાર (૩)
કતલ કરે હમ સબ મીલકે બાહાદુર હમ સરદાર—લ૦

બહાદુરખાન—અકડ બનકે પકડ બનકે ધરો હાથ સમસીર
ખંજર ભાલા તીર કમાનો લેકે લડો બહાદુર (૨) લડતે
લશ્કર—જંગકે મેદાનમે—લડતે હે હમ સબ.
રખકે હમ મસ્તક—ડરતે હૈ નહિ કબ (૨)
બહાદુરખાન—સાબાસ સાબાસ સુરવીર (૨) લડતે (જાય છે)

## પ્રવેશ—૩.

જગતસીંહ—પ્રીય મિત્ર—પ્રમોદા કુમારી મને શું વીસારી જશે જેવી રીતે હું તેની સદા માળા જપું છું તેવી રીતે શું મને નહિ સંભારે (વિચારી) કેમ નહિ સંભારે જ્યાં પ્રેમ વાસો કરે છે ત્યાં સદા પ્રેમની માળા જપાય છે (સુરસીંહ પ્રત્યે) ઓ મિત્ર મારા વાલા મિત્ર મને પ્રમોદા મીલાવ હું તેના વિના અંધ બન્યો છઉં.

જગતસીંહ— ગાયન—૩૧

ચકચુર છું હું પ્રેમમાં હાય હવે શું થશે (૨)
પીધી પ્યાલી પ્રેમની પરીથી લીધી પ્રીતી,
એ મન માલેલી ક્યાં મળે એના વિના મુજ
પ્રાણ જશે. ચકચુર—(૨)

સુરસીંહ—આમશું બાવરા બનવાથી પ્રમોદા મલી જશે જરા હીંમત ધરો આજે આપણે ચીતોડગઢ તરફ પ્રમોદાને

મળવા માટે જઇએ ત્યાં સર્વે સારૂં થસે નાહક હીંમત થઈ કાયરની માફક ગાંડાપણું રાખવું તે રાજવંશીનો ધર્મ નથી.

જગતસીંહ—શું ત્યારે ચીતોડગઢ જઈ પ્રેમોદાને મીલાવી આપશો તેની પુરેપુરી જો ખાત્રી આપે તો તેમ ચાલવાને તૈયાર છું.

સુરસીંહ—લ્યો આ વચન.

જગતસીંહ—હુંશીયારીમાં આવીને (મનમાં) ખુસી થાતો થાતો (સુરસીંહની સાથે જાય છે.

## પ્રવેશ—૪.

કાન્તી—યસ યસ ઓલરાઈટ (લટકો મટકો કરતી દીવાનખાનામાં પ્રવેસ કરે છે) આંખે તો સ્પેકટેકલ્સ ચઢાવ્યા છે બુટ સ્ટાકીંગ પગમાં શોભી રહ્યા છે અંગમાં પણ સુંદર સાડી અને પોલકા શોભી નીકળેલા છે હાથમાં અંબ્રેલા રહી ગઈ છે અંબોડામાં ફ્લાવરની નાજુક વેણીએ સુગંધથી તો હદજ કરી દીધી છે (જરા વિચારમાં આમતેમ કર્યા બાદ) છટછટ ઇન્ડીઅનમાં કેવી ઓડ રીત છે કારણ કે બાઇડીઓ પુરૂષની લાજ કાઢે અને પોતાના ધણી સાથે ગાર્ડનમાં ફરવા જવા માટે એબ ગણે છે અને શરમ બતાવે છે પણ હું તો કહીશ કે એ શરમ નહિ પણ

ઉંડો મરમ છે કારણ કે પતી સાથે બાગમાં જવામાં શરમ અને જંગલના ભયંકર સ્થળ ઉપર પોતાના યાર સંગે જવામાં શરમ કેમ નહિ આવે, નટખટ નારીઓ પોતાનો ઉપરનો ડોળ બતાવી સુઘ્રતા જણાવે છે આપણે ગમે તેવા હુરોપુરા પણ જ્યાં સુધી આપણું હૃદય સાફ છે ત્યાં સુધી આપણો વાળ વાંકો કરનાર કોઈ નથી જો કે મ્હારો જન્મ ઇન્ડીયામાં થયેલ છે પણ ઇંગ્લાન્ડની મુસાફરી કરી છે એટલે હું તો કહીશ કે સુધારામાં અને હુશીયારીમાં હિંદ ઘણો પછાત છે. બીજા ખંડો કરતાં હીંદ ભુમીકામાં ઘણી અમુલ્ય ખાણો છે પણ તેનો ઉપયોગ કરી જાણતા નથી તેમ બીજાઓને ઉત્તેજન આપતા નથી (એ દરમ્યાન ફાંકડાલાલ પ્રવેશ કરે છે) લવર આઈ એમ વેરી ગ્લેડ ટુ શી યુ.

ફાંકડાલાલ—વેલ તમો શું વિચાર કરો છો.

કાન્તી—સાંભળો.

ગાયન—૩૨.

ઇન્ડીયામાં નથી સુખ ચમન મંગળ છે ઇંગ્લાંડ (૨)
આનંદભુવન મોજમજાનું જાણો લવર ઇંગ્લાંડ-ઇન્ડીયન.
હેન્ડ કર ચીપ્ હેન્ડમાં રાખી બુટસ્ટાકીંગ પગમાં પેરી-(૨)
એક બીજાથી હાથ ધરીએ હાઉઆરયુ કરીએ અપાર-ઇન્ડીયન.

રી પાનુ મહુની સાથે લઇએ વાતો કરીએ અપાર—(૨)
રમતગમત મોજ મળીને આનંદ લાવીએ અપાર—ઇન્ડીયન.

ફાંકડાલાલ—માઈ એમ વેરીગ્લેડ ઇન્ડીડ વેરીગ્લેડ ઇન્ડીયનના રીવાજો તરફ મને ઘણો ધિક્કાર છુટે છે (ખુરસી ઉપર બેસે છે) વ્હાલી આજે તો એક સુંદર ગાયન ગાઈ મારા તનને તલ્લીન કર (નીચે પ્રમાણે કાન્તી બોલે છે.)

કાન્તી— ગાયન—૩૩.

માઈ લવર આવો હેતથી તમો આજ ડીયર
રીમેમ્બર હું કરૂં છું પ્રેમથી તમને આજ ડીયર
ચતુર નેમથી તમે કામ કરો આવી નીયર—માઈ
મારૂં માઈન્ડ ચાહે છે પ્રેમ મેળવવા કાજ
પ્યાર સુંગન જો ન મળે તો મરવું મારે આજ
દીલમાં થીંક કરો આવી બતાવો પ્રેમી કદર—માઈ
સુંદર નાઈટ સુનમાં કેવી રહી સોભા
તુમ વિણુ દિલ મ્હારૂં બની રહ્યું છે આજ કવીવર—માઈ

ફાંકડાલાલ—(હસીને) વેરીનાઇસ સોંગ ઇન્ડીય વેરીનાઇસ સોંગ.

કાન્તી—(હાથ જોડીને નમનતાથી) લવર આપનું હૃદય ગ્લેડ થયું કે નહિ.

ફાંકડાલાલ—મ્હારૂં કોકીલ કંઠ સાંભળી હું તો ચકીતજ થઈ ગયો છું વ્હાલી ફરી એક સંભળાવ.

કાન્તી—બહુ સારૂં

ફાંકડાલાલ-(વચમાં)કયું ગાયન ગાઇસ

કાન્તી-નોબલનું કે

ફાંકડાલાલ-હા તેજ ગાઓને

કાન્તી- ગાયન-૩૪.

હુવે તો નો બોલ પ્યાયા પધારો લવ કરનારા અહીં (૨)
સખી પ્રકાસે રજની માંહે બીન સમજાવું હું રહી (૨)
આનંદ વાલા ગાવું તમારા (૨) પ્રીતે પધારો અહીં.-હુવે.
વ્હાલા આતો નાઇસસાંગ લવ કર્યો મેં સુખીથી (૨)
આનંદ ધારા વરસે પ્યારા (૨) સોભાવો તેને પ્રીતથી-હુવે.

પ્રવેશ-૫.

કપટસીંહ-હો હું અજીટગઢની સરહદ સુધી આવી પહોંચ્યો પરંતુ આગલ પાછલનો ખ્યાલ ન થયો, હરકત નહિ પ્રેમી માણસ બધાને અંધા જુએ છે. માટે ચાલ આગલ શું થાય છે પણ સામે વૃક્ષના ઝાડ નીચે કોણ બેઠું છે (નજીક જઇને) હો મારી વલભા રમણી પ્રમોદા ઇશ્વરની કુદરત ન્યારી છે. મારા માટે તેણે કેટલું દુઃખ વેઠીને આ સ્થળે આવી પહોંચી છે ચાલ તેને જગાવું (વિચાર કરીને) આગળ જઈ જગાવે છે. ઓ પ્રાણ વલભા મનોહરણી મારાદીલને સાંન્ત કર તારા માટે હું વનોવન ફરી આ સ્થળે આવ્યો છું માટે મારી દીલને આનંદ આપ.

પ્રમોદા—(ગભરાઈને કળાવતીને) બ્હેન ઉઠ આ કોણ છે. (કળાવતી ઉઠે છે) તેને પીછાનવાથી—ઓ કપટસીંગ તું અહીં સામાટે આવેલો છો અને અમોને નાહક સામાટે હેરાન કરે છે.

કપટસીંગ—ઓ વહાલા હું તમોને હેરાન નથી કરતો પણ મારો પ્રેમ રહ્દયમાં ઉછાલા મારે છે તે તમોને સતાવે છે માટે અમારા ઉછળતા રહ્દયને ઠંડક આપી તમારા મનની સાથે જોડો.

પ્રમોદા—શું મારા તરફ ક્રુર દ્રષ્ટીએ તું જોવાને માગે છે ઓ નીચ અહીંથી દુર જા નહિતર જાનથી માર્યો જઈસ તને ભાન નથી કે આ સરહદ કોની છે અને હું પુત્રી કોની છું તેનો જરા ખ્યાલ કર.

કપટસીંગ—ખ્યાલ તો મારા દીલમાં આજથી બે વરસ પેલા હતો કે હું પ્રમોદાને પરણીસ તો આજે તે વખત આવ્યો છે માટે માનુની ગુમાન મુકી આલીંગન કરો.

પ્રમોદા—તું હજારો પ્રયત્ન કરસે પરંતુ આ પ્રમોદા તારા હાથમાં આવનાર નથી તે તું નકી સમજજે.

કપટસીંગ—હાથમાં તો આવેલી છે તો હવે ક્યાં જવાની છે જો નહિ માને તો આ સમસેરથી તારા શરીરના ટુકડે ટુકડા કરવાને હું તૈયાર છું.

પ્રમોદા—જાન કાલ જતી હોય તો આજ જાઓ નથી પરવા. તેની મુને આ દેહ ગંદકીથી ભરેલી છે જેટલી પતીવ્રતા રાખસે તેને ફળ પ્રભુ આપસે માટે મરવાની મુને પરવા નથી માટે તહારૂ ચાલે તે કરીલે.

કપટસીંગ—ત્યારે એમ છે તો લે આ—

પ્રમોદા—( કોઈ બચાવો કોઈ બચાવો )

પાછલા જંગલમાંથી બહાદુરખાન તથા જગતસીંહ દોડી આવે છે:

( જગતસીંહ આવે છે કપટસીંહ નાશી જાય છે )

પ્રવેશ—૬.

અમરજંગ—(પદ્દમાવતી–પ્રત્યે) બહાદુરખાન પ્રમોદાની તપાસના: માટે ગયેલ તેને બે માસ થયા છતા પતો નથી

( તે દરમ્યાન ) બહાદુરખાન પ્રવેસ કરે છે )

બહાદુરખાન—મહારાજા–પ્રમોદા કું લેકર–અજીતગઢકા માહા રાજા જગતસીંહ આપકી તરફ આતે હૈ—

પદ્દમાવતી—મનમાં ધન્ય છે આવા વીર પુરૂષને કે પોતાનુ જાણી પ્રમોદાને રાજ પોચતી કરી.

અમરજંગ—રાહ જોઈ ઉભા છે (તે દરમ્યાન કળાવતી, પ્રમોદા જગતસીંહ વીગેરે પ્રવેશ કરે છે.)

અમરજંગ—વ્હાલી પુત્રી, તમો આજ બે માસ થયા ક્યાં ગયા હતા. (પ્રમોદા મનમાં) પોતાનુ પાગલ ન જાહેર થાય તેના માટે કપટસીંહનુ બતાવી એ કારણ તે હાલ રાજમાં નથી માટે તે પાપીને બચાવા દે. (પ્રગટ) પીતાશ્રી અમો શીકારના માટે ગયા ત્યાં

કપટસીંહ અમારા ઉપર ક્રુર દ્રષ્ટિએ જોતાં અમારા બ-
નેનો ઝગડો થયો તેવામાં જગતસીંહ તથા બીજા
લશ્કરી સીપાઇઓ આવી પહોંચ્યા અને કપટસીંહ
નાસી ગયો.

અમરજંગ-(ગુસ્સાથી બહાદુરખાન પ્રત્યે) તુમ અજીતગઢકી
સરહદકે કપટસીંહકી તલાસ કરો ઓર ઉસકુ
પકડકે લાવ.

બહાદુરખાન-જેસા નામદારકા હુકમ.

અમરજંગ-(જગતસીંહ પ્રત્યે) ચાલો આપણે વિશ્રાંતી લેએ
કારણ આપને આ કામમાં બહુ મુશ્કેલી પડી હશે.

જગતસીંહ-મારે હજુ બહુ દૂર જવાનું છે, લશ્કરી પલટન
છાવણી નાખી પડી છે માટે કોઈ પ્રસંગે આપને
મળીશ. (એમ કહી જાય છે).

## પ્રવેશ-૭.

કપટસીંહ-ઓ બચ્ચા જગતસીંહ જગતસીંહ મારા હાથમાં
આવેલો શીકાર ગુમાવ્યો તો બચ્ચા હવે તું ક્યાં
જવાનો હતો. બસ જગતસીંહને મારી, રાજ્ય
પચાવી પછી અમરજંગ ઉપર ચડાઈ કરી પ્રમોદાને
મળું, ચાલતા ચાલતા અજીતગઢની સરહદમાં આવી
પહોંચ્યો છઉં માટે ચાલ જગતસીંહને મારી પ્રમો-
દાને મળું. (જાય છે.)

## પ્રવેશ–૮

અજીતગઢમાં કપટસીંહ જગતસીંહના મહેલમાં પાછલી બારીમાંથી ઉતરે છે.

કપટસીંહ–આમતેમ જુવે છે, જોતાજોતા છેક પલંગ પાસે જાય છે (મનમાં) ઓ બચ્ચા જગતસીંહ હવે કયાં જવાનો હતો લે આ પ્રેમની જાસ (એમ કહી ખંજર મારવા જાય છે) તેવામાં જગતસીંહ જાગે છે અને કપટસીંહને પકડે છે, કપટસીંહ ઘણા પ્રાંપ્રાં મારે છે, આખરે કારી ન ફાવવાથી પકડાય છે, સુરસીંહ વીગેરે આવે છે અને તેને પકડીને કેદખાને મોકલાવે છે.

## પ્રવેશ–૯.

(જગતસીંહની દબદબા ભરેલી કચેરી. પાછળથી કેદી વેશમાં કપટસીંહ)

(મુંગો નાચ થયા બાદ) જગતસીંહ–કપટસીંહને હાજર કરો

(કપટસીંહ આવે છે.)

જગતસીંહ–બોલ કપટસીંહ તારા મનની શું ઇચ્છા છે તે બોલ કારણ કે કાલે તારા માટે ફાંસીનો માચડો તૈયાર છે રાજનું ખુન કરવા જતાં પોતાનું ખુન થાય છે. જે માણસ પીતાતુલની છાકરીને પોતાની છોકરી અગર

બેન સમજાવી જુવે કારણ મહારાજા અમરજંગે પાળીપોસી તને મોટો બનાવ્યો ત્યારે તેં તેનુંજ બુરૂં કર્યું ભલા તેની પુત્રી સાથે બદ દાનત રાખી તેમ છતાં મારો પ્રાણ લેવા તૈયાર થયો તો તને હવે કેમ છોડી દેવો જોઇએ માટે તારે હવે જેને ભજવા હોય તેને ભજીલે નહિ તો તારા પ્રાણ હાલે તો ચાલ્યા જશે.

કપટસીંહ—શું હું મોતના માચડા ઉપર ચઢીસ ઓ અંધ પ્રેમ પ્રેમ તું સદાને માટે બાર ગાઉ ઉપર બળતા દીવાને પણ અંધા જુએ છે મેં પ્રેમના ખાતર મારા પીતાને મારેલ તેનાથી ન સંતોષ પામતા એક પ્રેમના ખાતર હું રાજદ્રોહીત ખુની બની આખરે મારે ફાંસીના માચડા ઉપર જવું પડશે. જીવીને શું કરૂં તાતને મારી મેં જે કર્મ કર્યા તેના ફળ પ્રત્યક્ષ મને મલ્યા ઓ હિંદવાસીઓ મારી પેઠે તમો વ્યભીચાર કરસો અગરતો કન્યા વિક્રય કરશો તો મારી દસા તમારી થશે પેલા તમોને ઘણું સારું લાગશે પરંતુ જાતા દિવસોમાં પસ્તાસો માટે જરા ચેતો (સ્તબ્ધ ઉભો રહેછે)

જગતસીંહ—આ ચંડાલને લઈ જાવો અને કાલે તેને ફાંસી આપી દો ગામમાં ઢંઢેરો પીટાવો કચેરી બરખાસ્ત કરો.

## પ્રવેશ—૧૦ મો.

(ફાંસીનો દેખાવ—કપટસીંહની પ્રાર્થના.)

ચંડાળ—એ ભાઈ તારે જે ગાવું બજાવવું હોય તે ઘડી બે ઘડીમાં કરી લે નહિ તો પછી ચાલ્યો જઈશ માટે જે બોલવું હોય તે બોલી નાંખ.

કપટસીંહ—મારે કાંઈ જોઈતું નથી પરંતુ પ્રાર્થના કરવાની છે. (કપટસીંહ બોલે છે)

કપટસીંહ— ગાયન—૩૫

( રૂદનકરતા )

પ્રભુ હવે મુજ પર દયા કર, પસતાવો થાયે અતી(૨)
સરમાવું છું મુઝવું છું, પાયે જરી નહિ મારી મતી—પ્રભુ.
જુલ્મી અન્યાયોને અવીચારો હીણુ ભાગીયે કીયારે,
તાતને મારી હું રીબાવ્યો, હાય કરૂં શું હું અરે—પ્રભુ
પરણામ છે મારા ગરવે સબાને છેલા પ્રણામ જુમી માતને
ચંડાલ પાટલો ખેંચી લેવાથી કપટસીંહનો પ્રાણ નીકળી જાય છે.

## પ્રવેશ—૧૧ મો.

અમરજંગ—મહારાજની કચેરીનો ઠઠબો ભરેલો દેખાવ)
પાચળથી સુરસીંહને જગતસીંહ પ્રવેશ કરે છે.

ચોપદાર—મહારાજા અજીતગઢના મહારાજા જગતસીંહ આવવા રજા માગે છે.

હુકમ મલતા (જગતસીંહ તથા સુરસીંહ પ્રવેસ કરે છે)

અમરજંગ–(જગતસીંહ પ્રત્યે) કપટસીંહનો પતો ક્યાં છે.

જગતસીંહ–મહારાજા કપટસીંગ રાત્રીના વખતે મારા મહેલમાં દાખલ થઈ મારી ઉપર ખંજરનો ઘા કર્યો મારી આંખ ખુલતા તેને પકડી તેને ફાંસી આપી.

અમરજંગ–જે માણસ નીચ કૃત્ય કરે તેને આવા ફળ મળે. ત્યારે કુલરાવને પણ તેને મારેલ હસે) જગતસીંહના પ્રમોદા સાથે હસ્ત મેલાપ કરાવે છે અને કળાવતીના સુરસીંહ સાથે હસ્ત મેલાપ કરાવે છે.

દરબારીઓ સર્વે ગાયન–૩૬

હે સાપ જગતમાં સરદાર હાતા (૨)
પ્રેમ ભેડા જગમાં રહે એવી આસ દેતા
અધમ ખપને પાપ નજરમાં આજ કાલ જોતાં
નહિ ડરે કો જનથી આજે વ્યભીચારી કરતા–હે સાપ
સાચ દે તુ દે પ્રભુ હિંદવાસીને ભજે પ્રભુને હંમેસાં
સેવા કરે માબાપ તણી દે આસીસ હંમેશા–હે સાપ

કેરોસીનવાળાને જાણ

કે સ્ટીમ એન્જીન

અને ગેસ એન્જીન ઓઇલ,

હમો નીચલા સરનામે મોટા જથામાં સ્ટોક રાખીએ છીએ. હમારૂં લુબ્રીકેટીંગ ઓઇલ જેના [illegible] બનાવેલી [illegible] તે હમારૂં બીજી કંપનીઓ કરતાં ઘણું જ સારૂં અને સસ્તું છે. એક વખત ખરીદી ખાત્રી કરશો. બહાર ગામના ઓડર માટે હમોએ ઘણી સારી રીતે બંદોબસ્ત કરેલો છે. પત્ર લખવાથી હમો ખુલાસા સાથે હમારૂં પ્રાઇસ લીસ્ટ તેમજ ઓઇલના સેંપલ મોકલાવીશું માટે લખો અથવા મળો.

**ધી અમેરીકા ઇન્ડીયા ઓઇલ સપ્લાઇન્ગ કંપની,**

**ન્યુ સુતાર બીલ્ડીંગ—સુરત.**